# 16. માતૃહૃદય



**કનૈયાલાલ રામાનુજ**

**જન્મ : 1-11-1938, અવસાન : 26-4-2002**

કનૈયાલાલ લક્ષ્મીરામ રામાનુજનો જન્મ સુરેન્દ્રનગર જિલ્લાના ભડવાણામાં થયો હતો. તેમણે શિક્ષક તરીકે સેવા આપી હતી. 'સાવજનું અપમાન', 'રીંછ-દરબારમાં અગિયાર રાતો', 'અપંગ તનનાં પણ મનનાં નહીં' તેમનાં જાણીતાં પુસ્તકો છે.

આ વાર્તામાં માતાના હૃદયના ભાવ વ્યક્ત થયા છે. ગીરના જંગલમાં વસતા માલધારીના જીવનનો એક પ્રસંગ છે. ચારેક વરસનું એક બાળક સિંહબાળ સાથે દોસ્તી કરવાનો પ્રયત્ન કરે છે. તે જોતાં માતા સિંહબાળને છોડી મૂકવા બાળકને વિનંતી કરે છે. એટલામાં સિંહણ પણ આવી જાય છે. થોડી ક્ષણો પછી માલધારી બાળક સિંહશિશુને પડતું મૂકી પોતાની માતાની ગોદમાં ભરાઈ જાય છે. સિંહશિશુ પણ દોડતું પોતાની માતા પાસે પહોંચી જાય છે. અનન્ય પ્રસંગ છે.

કો અવધૂત શો ગિરનાર બેઠો છે. તેની જટા જેમ પ્રદેશનાં પશ્ચિમી જંગલોને લોકોએ નામ આપ્યું છે, ગીર. સદીઓ જૂના આ પ્રદેશમાં વસતી માલધારી કોમના અત્યારે 129 જેટલા નેસડા છે. હંમેશને માટે તેમને કાળના મુખમાં રહેવાનું. છતાં પણ જાણ્યો કે અજાણ્યો ડર ન મળે ! સાવજના ઘુઘવાટા ને દીપડાની લુચ્ચાઈ સાથે તેમણે આજીવન ઝઝૂમવું પડે છે. ક્યારે શું બને તે કહેવું મુશ્કેલ ગણાય. આવા બહાદુર માલધારીઓના જીવનની અનેક વાતો છે.

કરમના દાધિયા નામનો સાતેક ઝૂંપડાનો એક નેસ. આયર અને કાઠી કોમના માલધારીઓ કુટુંબની જેમ રહે. પ્રાગડ ફૂટે માલધારીઓ ભેંહુ (ભેંસો) અને બીજા માલ (ઢોર)ને લઈ ચરાવવાને ઊપડી જાય છે. સ્ત્રીવર્ગ ઘેર રહે. પાંચસો ભેંહુનાં મેળવેલ દૂધના દહીંને વલોવવા એ નાજુક પણ મજબૂત હાથો કામે લાગી જાય. સાંજ પડ્યે ખૂટતું બળતણ વીણવા ગીરમાં નીકળી પડે. કોઈ શહેરી સ્ત્રી શૉપિંગ સેન્ટર પર ખરીદી કરવા નીકળે તેમ !

આવી આધેડ ઉંમરની એક બાઈ એક સાંજે કરગઠિયાં વીણવા નીકળી, હારે ચારેક વરહનું બાળક. માતા તો સૂકાં લાકડાં વીણતી-વીણતી આગળ નીકળી ગઈ. પેલું બાળક ધીમું-ધીમું ફૂલડાં ચૂંટતું માની પાછળ-પાછળ

જતું હતું. એટલામાં તેની નજર સામેની ભેખડના પથ્થર પર પડી. ત્યાં કંઈક ગલૂડિયા જેવું ઉં... ઉં... કરતું હલતું હતું. બાળકને રસ પડી ગયો. તે પાછળની બાજુથી ભેખડ પર ચડી પેલા માંસના લોચા જેવા નવજાત શિશુને જોવા લાગ્યું. બચ્ચું તેના નાના પગ વડે ભેખડ ઊતરવા કોશિશ કરતું હતું, પરંતુ ઊતરાતું નહિ, તેથી વિચિત્ર અવાજ કરતું હતું. બંને એકબીજાં સામું આંખ પરોવી જોઈ રહ્યાં. ક્ષણમાં દોસ્તી બંધાઈ ગઈ. પેલા માલધારીના બાળકે તેને વહાલપૂર્વક ગોદમાં તેડી લીધું. પોતાના નવા દોસ્તને વહાલથી હાથ ફેરવતો નેસ ભણી જવા લાગ્યો.

નવા દોસ્ત સાથે ભોળો શિશુ કાલી બોલીમાં વાત કરતો હતો, પરંતુ ત્યાં જ પાછળ ડણક સંભળાણી. માલધારી સ્ત્રી ચોંકી ઊઠી ! તેને પોતાની સાથે આવેલ બાળકનું ઓસાણ આવ્યું. તેનો જીવ અડધો થઈ ગયો. કરગઠિયાંને પડતાં મૂકી એણે દોટ મૂકી... પોતાના હૃદય ટુકડાને રેઢો મૂકવા બદલ મનોમન પસ્તાવો કરતી હાંફળીફાંફળી દોડી. પરંતુ કાંટ વટાવી જ્યાં ભેખડ પાસે આવી, ત્યાં તો એણે સામેનું દૃશ્ય જોયું... તે જોઈને તેને આંખે ચક્કર આવી ગયા. ધરતી ગોળ-ગોળ ફરતી લાગી. પોતાનું અસ્તિત્વ ભુલાતું લાગ્યું.

વાત એમ હતી કે, ભેખડની બખોલમાં સિંહણે બચ્ચાંને આગલા દિવસે જન્મ આપ્યો હશે, એટલે બે બચ્ચાં બોડમાં હતાં. એમાંનું એક બહાર નીકળી આવેલું. સિંહણ મારણની તપાસમાં નજીક ગયેલી  તેની પાછળ-પાછળ.... પરંતુ માનવબાળની ગંધે સિંહણ તુરત જ પોતાની બોડ તરફ પોતાના વહાલસોયાના રક્ષણ માટે દોડી આવેલી. જ્યારે પોતાના શિશુને પેલો બાળક ઉઠાવી જતો જોયો, એટલે તેણે દૂરથી જ ત્રાડ નાંખી હતી. આ બાજુ પેલા માલધારી શિશુની માતા તેના બાળકના રક્ષણ માટે દોડી હતી. વચ્ચે બે ભૂલકાંઃ એક પશુદેહધારી, એક માનવદેહધારી ! કુદરતની કેવી બલિહારી !



માલધારી સ્ત્રીએ દૂર રહ્યે-રહ્યે પોતાના બાળકને બગલમાં રહેલ સિંહબાળને છોડી દેવા બૂમ પાડી... 'છોડી

દે... છોડી દે... બેટા... છોડી દે...' પણ બાળક હાથ આવેલું આવું અદ્‌ભુત રમકડું કેમ કરી છોડે ?... માનો જીવ તાળવે ચોંટ્યો. પાછળ ઘુરકાટ કરતી સિંહણ સાવ નજીક આવી ગઈ હતી. કોણ જાણે ક્ષણમાં શું બનશે ?

માનવસ્ત્રીએ પોતાના બચ્ચાને પટાવતાં છેલ્લી વિનંતી કરતાં જાણે કે ચીસ પાડી...' છોડી મૂક... બેટા, મૂકી દે..'

સિંહણ પણ બાળકની ફક્ત સાત ફૂટ દૂર પાછળ-પાછળ ચાલી આવતી ઘુરકાટ કરતી હતી. તેની આંખોમાં અજબ પરિવર્તન આવી રહ્યું હતું.

માલધારી બાળકે સિંહ-શિશુને પડતું મેલ્યું. દોડીને માની ગોદમાં ભરાઈ ગયું. આ બાજુ પેલું સિંહ-શિશુ પણ દોડતું માની ગોદમાં ચાલ્યું ગયું. સામસામે બે માતાઓ અને વચ્ચે તેમનાં બે શિશુઓ ! ઘડી બે ઘડી બંને માતાઓએ આંખ મિલાવી. માલધારી સ્ત્રી પાછાપગે ચાલી ઘેર... તેને પોતાના નેસમાં... રહેઠાણમાં જવું હતું, જ્યારે સિંહણને તેના જંગલમાં પોતાની બોડમાં જવું હતું. બંને માતાઓ પોતાનાં શિશુને લઈ ચાલી ગઈ. તેમનાં ખોળિયાં જુદાં-જુદાં હતાં, પરંતુ શિશુ પ્રત્યેની મમતા અને પ્રેમમાં કશો જ ભેદ નહોતો.

માનવ હોય કે પશુ - માતૃહૃદય તો સૌનાં સરખાં !

## ● ટિપ્પણ

**અવધૂત** વૈરાગી બાવો **સદી** સૈકો **કોમ** એક જ નામથી ઓળખાતો લોકસમૂહ ઉદાહરણ તરીકે વણજારા, રબારી **નેસ** ભરવાડોએ જંગલમાં બાંધેલાં ઝૂપડાંનું ગામ, નેસડો **કરગઠિયાં** લાકડાના નાના-નાના ટુકડા **ભેખડ** ઝઝૂમતો ટેકરાનો ખૂણો, કરાડ **નવજાત** તરતનું જન્મેલું **ડણક** સિંહની ગર્જના **ઓસાણ** યાદ **રેઢું** રખડતું, સંભાળ વિનાનું **કાળ** (અહીં) મોત **માલધારી** ઢોરઉછેર કરતી જાતિનો માણસ (અહીં) આહીર **પ્રાગડ ફૂટવું** પરોઢિયું થવું **બળતણ** બાળવાનાં લાકડાં **આધેડ** અડધી ઉંમરે પહોંચેલું **કાંટ** કાંટાવાળાં વૃક્ષોની ગીચ ઝાડી **ત્રાડ નાંખવી** મોટો અવાજ કરવો **બલિહારી** ખૂબી **ઘુરકાટ** ગુસ્સામાં પાડેલી બૂમ **પરિવર્તન** ફેરફાર **અગાધ** અતિ ઊંડું **ખોળિયું** શરીર

## ● રૂઢિપ્રયોગ

**રસ પડવો** - મજા પડવી

**આંખે ચક્કર આવવા** - બીકને લીધે બધું ગોળ-ગોળ ફરતું દેખાવું

**ચોંકી ઊઠવું** - ચમકી જવું

**જીવ તાળવે ચોંટવો** - જાણે હમણાં જીવ જશે એવી સ્થિતિમાં હોવું

**જીવ અડધો થઈ જવો** - ચિંતાથી વિહ્‌વળ થઈ જવું

**દિલનો ટુકડો હોવું** - ખૂબ વહાલા હોવું

● ભાષા-સજ્જતા

## ● ક્રિયાવિશેષણ ●

વાક્યમાં નામપદ અને ક્રિયાપદ ઓળખતાં આપણે શીખ્યાં. નામપદની વધુ ઓળખાણ પણ આપણે મેળવી. ક્રિયાપદમાં પણ બે જાતના શબ્દો આવે છે. ક્રિયાવિશેષણ અને આખ્યાત. જેમ નામનાં આકાર, રંગ, ગુણ વગેરેની વિશેષતા વિશેષણ બતાવે તેમ ઘટના અથવા ક્રિયા કેવી રીતે થઈ તે ક્રિયાવિશેષણ બતાવે.

**નીચેનાં વાક્યો જુઓ :**

1. દીપડાની લુચ્ચાઈ સાથે તેમણે આજીવન ઝઝૂમવું પડે છે.
2. પેલું બાળક પણ ધીમું-ધીમું ફૂલડાં ચૂંટતું હતું.
3. બાળકે તેને વહાલપૂર્વક ગોદમાં તેડી લીધું.
4. ભોળો શિશુ કાલી બોલીમાં વાત કરતો હતો.

આ બધાં વાક્યોમાં લીટી દોરેલા શબ્દો ક્રિયા કે ઘટના કેવી રીતે થઈ છે એ બતાવે છે વાક્યોમાં ક્રિયાપદ એવું પણ હોય કે જે એકલી ઘટના કે સ્થિતિને બતાવે. જેમકે 'બાળકે તેને ગોદમાં તેડી લીધું.' - આવી એકલી ઘટના કે સ્થિતિને બતાવનાર શબ્દને આખ્યાત કહે છે.

તમે સમજી શકશો કે જે કશું બને છે કે કોઈ કરે છે તે આખ્યાત દ્વારા બતાવાય અને એ કેવી રીતે બને છે કે કેવી રીતે કરે છે, એ ક્રિયાવિશેષણ દ્વારા બતાવાય છેપ જેમકે 'બાળકે તેને વહાલપૂર્વક ગોદમાં તેડી લીધું.' વાક્યમાં ક્રિયાવિશેષણ આખ્યાત પહેલાં જ આવે. 'વહાલપૂર્વક તેડી લીધું' એવી રીતે લખાય કે બોલાય, 'તેડી લીધું વહાલપૂર્વક' એવો વાક્યપ્રયોગ સામાન્ય રીતે ન કરાય.

ઘણી વાર ક્રિયાવિશેષણ બે વાર વપરાય છે. એ એનો ખાસ ઉપયોગ છે. નીચેનું વાક્ય વાંચો.

આંધળાં માજી પડ્યાં-પડ્યાં બૂમો પાડતાં હતાં.

જો આ 'પડ્યાં' શબ્દ એક જ વાર લખીએ, તો ક્રિયાની રીત સ્પષ્ટ થતી નથી. 'આંધળાં માજી પડ્યાં બૂમો પાડતાં હતાં.'- એવું વાક્ય સાચું નથી. ઘણી વાર ક્રિયાવિશેષણ એટલા માટે બે વાર લખાય છે કે જેને કારણે એમાંથી 'ખૂબ', અત્યંત, એવો અર્થ પણ આવે. દાખલા તરીકે, 'બા ઉતાવળી- ઉતાવળી ઘરની બહાર નીકળી.' ઉતાવળી-ઉતાવળી એટલે 'અત્યંત ઉતાવળથી'.

- **નીચેનાં વાક્યોમાં ક્રિયાવિશેષણનો ઉપયોગ કેવી રીતે કરવામાં આવ્યા છે તે જુઓ :**
    1. હંસો નિરાંતે બેઠા-બેઠા થાક ખાય છે.
    2. કાગડાભાઈ તો ફુલાતા-ફુલાતા પાછા વડલા પર ચડ્યા.

## કહેવત

**નીચેનાં વાક્યોનો અભ્યાસ કરો :**

જનસેવા એ જ પ્રભુસેવા.

મહેમાન એટલે ભગવાન.

ક્ષમાધર્મ એ જ સાચો જીવનધર્મ.

તમારા ધ્યાનમાં આવ્યું હશે કે આ વાક્યો સૂત્રાત્મક રીતે કહેવાયાં છે. તેમાં જીવનનો અનુભવ બોધ રૂપે મુકાયેલો છે. તે ટૂંકમાં ઘણું-બધું સમજાવી દે છે. આવાં કેટલાંક સૂત્રો કે વાક્યો ગુજરાતી ભાષામાં ખૂબ પ્રચલિત છે. એને 'કહેવત' કહે છે. દરેક ભાષામાં કહેવતો હોય છે.

કહેવતની મુખ્ય વિશેષતા એ છે કે તેમાં આખી પ્રજાનો અનુભવ જીવનબોધ રૂપે પ્રગટ થાય છે. કહેવત વારંવાર વપરાવાથી પ્રચલિત બને છે. આવું ચલણી બનેલું સૂત્રાત્મક વાક્ય અનુભવબળને કારણે સ્વીકારાયેલું હોય છે. રૂઢિપ્રયોગમાં ભાષાનો લાક્ષણિક પ્રયોગ હોય તે અનિવાર્ય છે. કહેવતમાં ભાષાનો સીધો ઉપયોગ થાય છે.

સૂત્રાત્મકતા, પ્રાસ, સંક્ષિપ્તતા, ચિત્રાત્મકતા વગેરે કહેવતને સચોટ બનાવે છે; દા.ત., 'સંપ ત્યાં જંપ'. આમાં તમામ શબ્દો સાદા અર્થમાં જ વપરાયા છે; પરંતુ આ કહેવતનો અનુભવબોધ મહત્ત્વનો છે. સંપીને રહેવાથી શાંતિ મળે છે એ સૌનો અનુભવ છે. તે અનુભવ આ કહેવતમાં ત્રણ જ શબ્દોમાં સૂત્રાત્મક રીતે, પ્રાસથી રજૂ થયો હોવાથી યાદ રહી જાય છે. આખી પ્રજામાં આ કહેવત પ્રચલિત થઈ હોવાથી સંપની આવશ્યકતા કે ઉપયોગિતા રજૂ કરવાની હોય, ત્યારે આ કહેવતનો સમર્થનરૂપે પ્રયોગ થાય છે.

કહેવતોમાં ચિત્રાત્મકતા પણ હોઈ શકે છે; જેમકે, 'સાપે છછુંદર ગળ્યા જેવું થયું.' સાપ છછુંદરને નથી ગળી શકતો કે નથી બહાર કાઢીને ફેંકી શકતો, એવી એની અનિર્ણયાત્મક વિષમ સ્થિતિનું ચિત્ર આ કહેવત દ્વારા પ્રત્યક્ષ થાય છે.

- **અભ્યાસ**

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર આપો :**

1. ગિરનાર કોની જેમ બેઠો છે ?

2. પ્રાગડ ફૂટે એટલે માલધારીઓ શું કરતા ?

3. બાળકની ઉંમર કેટલી હતી ?

4. બાળકને નદીની ભેખડમાં ગલૂડિયા જેવું શું દેખાયું ?

5. માલધારી સ્ત્રીનો જીવ અડધો કેમ થઈ ગયો ?

6. સિંહણ બાળકથી કેટલી દૂર હતી ?

7. આખરે બંને માતાઓએ શું કર્યું ?

## ● સ્વાધ્યાય

### 1. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :

1. ગીરપ્રદેશ કોને કહેવાય છે ?

2. માલધારી સ્ત્રીઓ શું કામ કરતી હતી ?

3. બાળક માતાથી પાછળ કેમ રહી ગયું ?

4. બાળક પોતાની સાથે નથી એવી માતાને ક્યારે ખબર પડી ?

5. માતાને કયું દૃશ્ય જોઈને ધરતી ગોળ ગોળ ફરતી લાગી ?

6. શિકાર માટે ગયેલી સિંહણ શિકાર કર્યા સિવાય શા માટે પાછી ફરી ?

### 2. નીચેના પ્રશ્નોના ઉત્તર વિચારીને લખો :

1. "માનવ હોય કે પશુ - માતૃહૃદય તો સૌનાં સરખાં !" આ પંક્તિ સમજાવો.

2. માલધારી પરિવારનું વર્ણન તમારા શબ્દોમાં લખો.

3. સિંહણે હુમલો કેમ ન કર્યો ?

### 3. નીચેના શબ્દોનો ઉપયોગ કરીને વાક્ય બનાવો :

(1) માલધારી – ______________ (2) બલિહારી – ______________

(3) અસ્તિત્વ – ______________ (4) પરિવર્તન – ______________

(5) નેસ – ______________ (6) શિશુ – ______________

**4. નીચેના રૂઢિપ્રયોગના અર્થ લખો :**

(1) આંખે ચક્કર આવવા

(2) જીવ અડધો થઈ જવો

(3) દિલનો ટુકડો હોવું

**5. નીચેના શબ્દોના અર્થ લખો :**

(1) કરગઠિયાં – ____________ (2) પ્રાગડ ફૂટવું – ____________

(3) ઓસાણ – ____________ (4) ખોળિયું - ____________

**6. નીચેનાં વાક્યોમાં ક્રિયાવિશેષણ શોધો.**

1. અમે બિલ્લીપગે આગળા ઉઘાડ્યા.
2. એક સંન્યાસી શાંતિથી ચાલ્યા આવે.
3. માણસો ટપોટપ મરવા લાગ્યા.
4. કોચલાં પાણીમાં આમતેમ ઝોલાં ખાઈ રહ્યાં હતાં.
5. પેલો માણસ ટાઢથી થરથર ધ્રૂજી રહ્યો છે.

**7. સૂચના પ્રમાણે કરો.**

- 'મા' શબ્દ સાથે સંકળાયેલા શબ્દોની યાદી કરો. દા.ત., સ્નેહ
- તમારા શિક્ષકની મદદથી 'મા'નો મહિમા દર્શાવતી કહેવતો, પંક્તિઓ જાણો અને લખો.
- આ શબ્દો, કહેવતો અને પંક્તિઓનો ઉપયોગ કરી વાક્યો બનાવો.
- આ વાક્યોને ક્રમશઃ ગોઠવી અર્થપૂર્ણ ફકરો બનાવી તેને શીર્ષક આપો અને વર્ગ સમક્ષ રજૂ કરો.

**8. તમારા વિસ્તારમાં કયાં-કયાં પક્ષી-પ્રાણી જોવા મળે છે ? તમને કયું પક્ષી અને પ્રાણી ગમે ? આ પક્ષી-પ્રાણી પોતાના બચ્ચાને કેવી રીતે સાચવે છે ? આ પક્ષી-પ્રાણીની સારસંભાળ માટે તમે શું કરશો ?**

**● પ્રવૃત્તિ**

1. માતૃહૃદયને લગતી અન્ય વાર્તાઓ વર્ગખંડમાં રજૂ કરો.
2. સિંહ વિશેની અન્ય વાર્તાઓ મેળવીને પ્રાર્થના-સંમેલનમાં રજૂ કરો.
3. 'મા' વિશેની કહેવતો એકઠી કરી ચાર્ટ બનાવો.
4. 'માતા'ને લગતાં અન્ય કાવ્યો બાલસભામાં રજૂ કરો.